૩૫૯૭

# સુરત જીલ્લાના કડવા કણબી પાટણવાડીયાની ન્યાતીના ધારા.

છપાવી પ્રસિધ્ધ કરનાર.

પા૦ ભગા જેઠા.
પા૦ લલ્લુ દુલભ.
પા૦ ભગુ હીરા.
પા૦ મોતીરામ રાઘવજી.

સુરત "વિકટોરીયા" પ્રેસમાં.
મંછારામ ઘેલાભાઇએ
છાપ્યા.

સંવત ૧૯૪૪ સને ૧૮૮૮.

૩૫૯૭

श्री गणेशायनमः



# સુરત જીલ્લાના કડવા કણબી પાટણ વાડીયાની ન્યાતીના ધારા.

શા. ૧૯૪૪ના જેઠ માશમાં કડવા કણબીની પંચાતના લોકો ગાંમ અખરાંમા તાલુકે વેરાછા ગામમાં એકઠા થએલા, તે વખત પંચાત શમસ્ત એકદીલ થઇ ઠરાવ કર્યો કે, આપણી ન્યાતમાં ઘણો બીગાડ થયો છે. માટે પંચનો સુધારો થાય એ રીતે બંધોબસ્ત થવો જોઇએ. તે ઉપરથી પંચે એકદીલ થઇ પટેલ ભગા જેઠા તથા પટેલ લલુ દુલભ તથા પટેલ મોતીરામ રાઘવજી તથા પટેલ ભગુ હીરા એ જણ ૪ ને અખત્યાર આપી નીમેલા. તે ઉપરથી નીચે મુજબના ધારા બાંધવામાં આવ્યા છે તે ધારા મંજુર કરવા શારૂ શા. ૧૯૪૪ ના આશો વદ ૨ વાર રવેઉને દીને તમામ પંચાત શમસ્ત સુરત કડવા બાવાની વાડીમાં એકઠા થયા. ત્યાં ધારાની કલમો વંચાવી તે તમામ પંચે ધ્યાનમાં લઈ, કલમ ૧ થી તે ૨૦ સુધીની બાબતો પ્રમાણે તમામ પંચે ચાલવું એ રીતે મંજુર કર્યું છે. તેથી આજ રોજથી તમામ કડવા કણબી પાટણવાડીઆની ન્યાતીના માણશોએ ચાલવું. કલમોની વીગત નીચે મુજબ:—

૧ કડવા કણબીની ન્યાતમાં કોઇ શખશ છોકરીઓનાં વીવાહ કરી શગાઇ બીજાના છોકરા સાથે કરે છે, તેમાં શગાઇ કરવામાં આવે

ત્યારે પૈશા આપે છે. પૈશા આપ્યા એટલે વીવાહ નકી થાએ છે, એ રીતે વીવાહ નકી થયા એટલે તે શગાઇ કરેલી કોઇએ તોડવી નહીં. અગર કરેલા વીવાહની શગાઇ કોઇ શખ્શ તોડશે તો પંચ કદી તેને ન્યાતમાં વાપરશે નહીં. જ્યારે તોડેલી શગાઈ પ્રથમ જેને ત્યાં કરેલી તેને ત્યાં કાયમ કરશે ત્યારે પંચમાં વાપરવામાં આવશે. ને કશુર બદલ પંચમાં રૂ ૨૫) પચીશ લેખે તોડનાર તથા તોડેલી શગાઇ કબુલ કરનાર પાસેથી લેવામાં આવશે.

૧ છોકરીના વીવાહ ચાંલો થયા પછે છોકરી આંધળી અગર લુલી, વગેરે દરદથી રોગીષ્ટ થાય તો કરેલી શગાઇવાળાએ પ્રથમ તે છોકરી સાથે પરણવું. બાદ બીજી છોકરી સાથે પરણવું હોય તો ફરતા આજુબાજુના ગાંમ ૧૦ની પંચની રજા લઇ, તેજ દીવશે અગર માંડવરાતે પરણવું. પણ દરદી છોકરી સાથે પ્રથમ નહીં પરણશે તો, અગર નહીં પરણાવશે તો, તે શખ્શને પંચાતમાંથી દુર કરી પંચાત કબુ વાપરશે નહીં.

૨ દરદી છોકરીસાથે પરણ્યા બાદ તે છોકરીને ખોરાકીપોશાકી વગેરેનો બંધોબસ્ત મરદે કરી આપી તેનું રક્ષણ કરવું. મરદ તેની પરવશી નહીં કરે તો છોકરીએ અથવા તેના માબાપે અથવા પાસેના સગાએ ગામ ૧૦ની પંચાતને એકઠાકરી ખોરાકી વગેરેનો બંધોબસ્ત કરાવી લેવો.

૩ દરદી છોકરીના ઉપર બીજી છોકરીસાથે વીવાહ કરવો હોય તો ગામ ૧૦ની પંચાતને એકઠા કરી હકીગત જાહેર કરવી. બાદ પંચાતની નજરમાં આવશે તો બીજી છોકરી સાથે વીવાહની શગાઇ કરવાની રજા આપશે ને આગલી છોકરીની તથા તેનાં માબાપની તથા પાંસેના સગાંની ખુશી વીવાહ તોડવાની હોય તો તે બદલ રૂ ૧૬૧) છોકરીને અપાવવા તથા રૂ ૨૫) પચીસ પંચમાં લેવા તથા ન્યાત ગોર બ્રાહ્મણને રૂ ૨) બે અપાવવા. ને ફારગતી થએ

બીજી છોકરી સાથે શગાઈ કરી વીવાહ કરવાની પંચે રજા આપવી. પંચની રજા શીવાય તથા આગલી છોકરીની ફારગતી લીધા શીવાય બીજી છોકરી સાથે વીવાહ કરશે તથા કોઇ શખશને તે છોકરી આપશે તો કરનાર તથા આપનાર શખશોને પંચ કબુ ન્યાતમાં વાપરશે નહીં.

૪ છોકરીની સગાઇ કરવા બાદ છોકરો આંધળો તથા લુલો વગેરે દરદથી રોગીષ્ટ થાય ને મરદના વોમાં નહીં આવે એમ હોય તો છોકરીએ અથવા તેના માબાપે અથવા પાંસેના શગાએ ગામ ૧૦ની પંચ એકઠી કરી તેને જાહેર કરવું. બાદ પંચ રજા આપેથી છોકરીની સગાઇ બીજા સાથે કરવી. તેને ફારગતી કરવાની જરૂર નથી.

૫ ન્યાતના સઘળા માણશો છોકરા પરણાવવા જાય ત્યારે છોકરીને પલ્લું ચડાવા રૂ ૫૦થી રૂ ૧૦૦) શુધી લઇ જવું; જાસ્તી લઇ જવું નહીં. ને છોકરીના બાપે રૂ ૫૦થી રૂ ૧૦૦) શુધીના પલ્લાંથી છોકરીને પરણાવવી. છોકરીનો બાપ અગર પાંશેના શગાં વધારે જણશો માંગી પરણાવતી વખત કોઇ પણ રીતની તકરારી હરકત કરશે તો છોકરાના બાપે જ્યાં પરણાવવા ગયા હોય તે ગામનાં લોકોને જાહેર કરવું, એટલે વસ્તીવાળાએ પલ્લાંનું જેવર રૂ ૫૦થી ૧૦૦) શુધીનું છે એમ તપાસ કરી છોકરીને પરણાવે એમ કરવું. ને તકરાર ગેરવાજબી કરી એમ માલમ પડે તો વસ્તીમાં રૂ ૫) કશુર બદલ લેવા ને વસ્તીમાં વાપરવા. કદાચ છોકરાનો બાપ વધારે જણશો લઇ જશે ને તે વાત હરકોઇ ગાંમવાળોના જાણવામાં આવશે ને તે પંચને જાહેર થશે તો તે વધારે જણશો લઇ જનાર પાંસે પંચમાં રૂ ૫) લેવામાં આવશે. ગાંમ ૧૦ની પંચે તપાશ રાખવાનો અખત્યાર છે.

૨ કોઇ અસ્ત્રીથી પોતાના ધણીની ફારગતી લીધા શીવાય બીજા કોઈ સાથે નાતરે જવાય નહીં તેમ મરદ એક અસ્ત્રી છતાં બીજી અસ્ત્રી પોતાની અસ્ત્રીની તથા પંચની રજા શીવાય કરવી નહીં. એ રીતે પંચે ઠરાવ્યું છે. તેથી અવાર પછે કોઇ શખશ બીજી અસ્ત્રી રજા શીવાએ કરશે તો તે શખશને તથા તે શખશને છોકરી આપશે તેને પંચ કદી ન્યાતમાં વાપરશે નહીં.

૧ કોઇ અસ્ત્રીને પોતાના મરદ સાથે તથા મરદને અસ્ત્રી સાથે હલતર નહીં થાય તો તે ફારગતી મરદ અગર અસ્ત્રીએ લેવી હોય તો મોટી પંચના ગાંમ ૪૦ ચાલીશની પંચ એકઠીકરી હકીગત જાહેર કરવી. તેમાં પંચની નજરમાં એમ આવશે કે ધણીધણીઆણીને જનમ હલતર થવાની નથી. ને મરદ તથા અસ્ત્રી ફારગતી લેવા તથા આપવા રાજી છે તો જેની કશુર હોય તે શખશ પાંશેથી રૂ ૨૫૦)બસો ને પચાશ ફારગતી લેનારને અપાવવા. તથા રૂ ૨૫) પચીશ પંચમાં લેવા. તથા રૂ ૪)ચાર ન્યાતગોર બ્રાહ્મણને આપવા તથા રૂ ૫૦ ) પચાસ મરદ તથા અસ્ત્રી જે ગાંમમાં રેહેતા હોય તે ગાંમવાળાને રૂ ૨૫) લેખે રૂ ૫૦) અપાવવા. જુમલે રૂ ૩૨૯) ત્રણસો ઓગણતીશ, જેના તેને અપાવી ફારગતી કરવાની રજા પંચે આપવી, બાદ ફારગતી થશે. પંચની રજા શીવાએ કોઇ શખશ ખાંનગી રીતે ફારગતી કરશે તો ફારગતી કરનાર તથા આપનારને પંચ કબુ ન્યાતમાં વાપરશે નહીં. બાદ પંચની નજરમાં આવશે તો રૂ ૨૦૦) બસો લઈ, પંચમાં દાખલ કરશે. ને તે ગાંમ ૬૦ની પંચ એકઠી કરવાથી તે પંચ બસો રૂ૨૦ લઇ દાખલ કરશે. વળી કોઈ શખશ ખાનગી ફારગતી કરવામાં સાંમેલ થશે તો તે શખસોને રૂ ૧૦૦)સો પંચમાં આપવા પડશે. ને તે રૂ૨૦ આપવામાં કોઇ રીતની હરકત કરશે

તો તે સખસોને પંચમાં વાપરવામાં આવશે નહીં. જારે પંચના ઠરાવેલા રૂા૰ આપશે ત્યારે પંચમાં તેને વાપરવા માં આવશે.

૨ કોઇ અસ્ત્રીને છોકરાં નહીં થાય તો, ને તે અસ્ત્રીની ઉમર વરશ ૨૫ની થાય ત્યાં સુધી બીજી અસ્ત્રી કરવી નહીં. એમ છતાં છોકરાંના કારણથી મરદને બીજી અસ્ત્રી કરવી હોય તો આગલી ઓરતનું મન મનાવી ગાંમ ૧૦ની પંચ એકઠીકરી પંચને હકીગત જાહેર કરવી. તે ઉપર થી પંચે અસ્ત્રીની ઉમર વગેરેની તપાસ કરી, બાદ મરદને બીજી અસ્ત્રી કરવાની જરૂર છે એમ પંચની નજર માં આવે તો આગલી ઓરતને ખોરાકીપોશાકીનો બંધો બસ્ત કરાવી અપાવવો તથા રૂ ૩૦૦)નું પલ્લાંનું જેવર અથવા રૂા૰ આપવા. બાદ બીજી અસ્ત્રી કરવાની પંચે રજા આપવી. પંચની રજા શીવાય કોઇ શખશ બીજી અસ્ત્રી કરશેતો, અગર કોઇ કન્યા આપશેતો તે શખસો-ને પંચ કણુ ન્યાતમાં વાપરશે નહીં. જ્યારે પંચમાં રૂ ૨૦૦) બશો આપશે ને પંચની નજરમાં આવશે તો પંચમાં દાખલ કરશે.

૩ હરેક શખસો અસ્ત્રીસાથે વીવાહ કરી નાતરાંની કંન્યા લાવે છે. તે શખસે કંન્યાને તેડવા જવું ત્યારે પલ્લાંનું જેવર રૂ ૫૦૦) પાંચસો સુધીનું લઇ જવું. જાસ્તી લઈ જવાની પંચે બંધી કરી છે તેથી છોકરીના બાપે રૂા૰ પાંચસોથી વધારે ઘરેણું માગવું નહીં, તથા મરદે લઈ જવું નહીં. એવી બંધી કરી છે છતાં કોઇ લઇ જશે તથા છોકરીના બાપ રાખશે તો તેની પાંસેથી રૂ ૫૧) એકાવન લેખે પંચમાં લેવામાં આવશે. જાસ્તી પેહેરાવવી હોય તો પોતા ને ઘેર તેડી લાવવા બાદવધારે પેરાવશે તેની હરકત નથી. આ બાબત ન્યાતગોર બ્રાહ્મણ તપાસ કરશે. ને તપાસ

કરવા આવે ત્યારે છોકરાના બાપે બ્રાહ્મણને રૂ ૧) એક આપવો. તે શીવાય ગાંમલોકોએ પણ તપાસ રાખવી. ને વધારે જનસો લઈ ગયા એમ માલમ પડવાથી ગાંમ ૧૦ની પંચે ફેશલો કરવો.

૪ અસ્ત્રી પોતાના ધણીને ત્યાં જતી નથી તથા પોતાના માબાપ તથા પાંસેના સગા મોટી ઉમર છતાં પોતાના ધણીને ત્યાં મોકલતા નથી એ ગેરવાજબી છે. તેથી અસ્ત્રીના ધણી તરફથી તેડવા જવું, ને ઓરતને મોકલે નહીં તો અસ્ત્રી જે ગાંમમાં રેહેતી હોય તે વસ્તીવાળાને જાહેર કરવું. એટલે વસ્તીવાળાએ તે અસ્ત્રીને મોકલાવવી. વસ્તીવાળા લોકોના કેહેવાથી પોતાના ધણીને ત્યાં નહીં જાય તો તથા અસ્ત્રીના માબાપ તથા પાસેના સગાં નહીં મોકલે તો જેની કશુર માલમ પડે તે શખ્સને વસ્તીના વેહેવારમાંથી દુર કરી વાપરવા નહીં. તેમજ મરદ અસ્ત્રીને નહીં તેડે તો અસ્ત્રી તરફનાએ મરદ જે ગામમાં રેહેતો હોય તે ગામવાળાને જાહેર કરવું, એટલે વસ્તીવાળાએ મરદને કહી પોતાની અસ્ત્રીને તેડી લાવે એવો ઠરાવ કરી આપવો. તે છતાં નહીં તેડી લાવેતો વસ્તીવાળાએ મરદને વાપરવો નહીં. અસ્ત્રીને પોતાને ઘેર તેડી લાવવાથી વાપરવો. તેમજ અસ્ત્રીને પણ પોતાને સાશરે જવાથી વસ્તીમાં વાપરવામાં આવશે. નહીં બોલાવવા તથા નહીં મોકલવાની કશુર બદલ વસ્તીમાં રૂ ૨) બે લેખે લેવામાં આવશે.

૫ મરદ હરેક દરદથી રોગીષ્ટ થાય અથવા મરદના વોમાં નથી તો તેની અસ્ત્રીએ તથા તેના માબાપે તથા પાંસેના શગાએ ગામ ૧૦ની પંચ એકઠી કરી હકીગત જાહેર કરવી. એટલે પંચે સારી રીતે તપાસ કરી, એમ નજરમાં આવે

કે મરદ—મરદના વાંમાં નથી તો ઓરત પાંસેથી મરદને રૂ ૧૨૫ ) એકસો પચીશ અપાવવા તથા પંચમાં રૂ ૧૨॥ લેવા તથા ન્યાતગોર બ્રાહ્મણોને રૂ ૨) બે અપાવવા. જુમલે રૂ ૧૩૯॥ અપાવી, ફારગતી કરાવી આપવી. કદાચ મરદ તથા તેના માબાપ તથા પાશેના શગા ફારગતી નહીં આપે તો મરદને તથા તેના માબાપને તથા પાંશેના સગાને તથા તેના પક્ષીને જેની કશુર પંચની નજરમાં આવે તેને પંચમાં વાપરવામાં આવશે નહીં. જ્યારે ફારગતી આપશે ત્યારે પંચમાં દાખલ કરવામાં આવશે.

૬ પરણેલી કંન્યા રંડાએ તેનુ પલ્લાંનું જેવર જ્યારે બીજી જગે જાય ત્યારે મરનારના વારસને આપવું તથા કાચી છોકરી ગુજરી જવાથી તેના ઉપરનું ચડેલું પલ્લું ચડાવનારને પાછું આપવું. આપ્યા શીવાય નાતરે જવું નહીં તથા નાતરે દેવી નહીં. પલ્લાંનું જેવર આપ્યા શીવાય બીજી જગે જશે તો તે શખ્સને પંચમાંથી દુર કરી વેહેવાર રાખવામાં આવશે નહીં. જ્યારે તેને પલ્લાનું જેવર આપશે ત્યારે પંચમાં દાખલ કરવામાં આવશે. આગલા ધણીનું પલ્લાંનું જેવર આપવા શીવાએ કોઇ શખ્શ લઇ જશે તો લઇ જનાર પાંશેથી તથા મોકલનાર પાંસેથી પંચમાં રૂ ૫૧) એકાવંન લેખે લેવામાં આવશે. ને તે રૂ૧૦ મોટી પંચમાં દાખલ થશે. આ કલમની તપાસ કરવાને ગામ ૧૦ની પંચાતનો અખત્યાર છે.

૭ પોતાની અસ્ત્રી ગુજરી જાય છે તેની જગે બીજી અસ્ત્રીનો ચાંલો કરી ગુજરનાર અસ્ત્રીનાં તેરમાંને દીવશે સગાઇ કરી રૂ ૧) એક ચાંલાનો આપે છે, તથા કંશાર કરી ખવડાવે છે. એ ધારો ચાલે છે તે રદ કર્યો છે માટે અવાર પછે તેરમાંને દીવશે વીવાહ કરી ચાંલાનો રૂ ૧) આપવો નહીં તથા લેવો નહીં. ગુજરી જનાર અસ્ત્રીને એક માસ થાય ત્યારે બીજી અસ્ત્રીસાથે વીવાહ કરી કંસાર ખવડાવવો

એક માસની અંદર કોઇ ચાંલો કરી રૂ ૧) એક આપશે તથા લેશે તેની પાંશેથી પંચમાં રૂ ૫૧) એકાવંન લખે બેઉ પાંસેથી લેવામાં આવશે. સગાઇ કરી વાતચીત કરી ચાઇત ધણીને ત્યાં રૂ. રાખશે તેને હરકત નથી.

૩ છોકરીની સગાઈ કરવાના કામમાં તથા રંડાએલી કન્યાને ઠાંમ બેસાડવાના કામમાં છોકરીના સગા તથા ભાંજઘડીઆ લોકો કંન્યાવીક્ર કરી રૂ. લે છે. અસલ કંન્યાવીક્રય કરી રૂ. લેવાનો રીવાજ નથી. તે રીવાજ મુજબ અવારપછે કોઇ સખશે સગાઈ કરવાની બાબતમાં રૂ. લેશે તથા આપશે ને જેના ગામમાં રૂ. આપવા તથા લેવાનું થાય તે ગામવાળાએ ગાંમ ૧૦ની પંચાતને જાહેર કરવું. એટલે દશગામવાળાએ તપાસ કરી જેણે રૂ. લીધા હોય તે રૂ. પાછા આપનાર શખસને અપાવવા. ને બંધી તોડવા બદલ લેનાર તથા આપનાર પાંસેથી રૂ ૨૫) પચીસ લખે લેવામાં આવશે ને તે રૂ. મોટી પંચમાં દાખલ થશે, જે ગામમાં રૂ.ની આપ લે થઇ હશે ને તે વાત વસ્તીના જાણવામાં આવવા છતાં પંચને જાહેર નહીં કરશે તો તે બાબત વસ્તીવાળાને પંચે પુછવામાં આવશે.

૪ કોઈ સખશ ગુજરી જાય છે તેની ક્રીયાખરચ કરવાને છ દીવશ થાય છે ત્યારે ઘણા લોકોને નોતરાં લખવા બોલાવવાનો રીવાજ છે તે ધારો રદ કર્યો છે. તેથી અવાર પછે કોઇ સખશને ત્યાં ખરચ આવે ત્યારે ચીઠીઓ લખી, નોતરાં લખવા; કોઇને બોલાવવા નહીં. ગામના તથા પોતાના નજીકના શગાથી નોતરાં લખવાં. ખરચવાળો ધણી ચીઠી લખી બોલાવે તેને ત્યાં કોઇએ જવું નહીં. નજીકનાં શગાં નોતરાં લખવા જાય. પાકી રસોઈ કરીને ખવડાવવું નહીં તથા ખાવું પણ નહીં. એ રીતે બંધી કરવામાં આવી છે; છતાં કોઈ ખરચવાળો ધણી ચીઠી લખી નોતરાં લખવા બોલાવશે તથા પાકી રસોઈ કરી ખવડાવશે તેની પાંશેથી રૂ ૫૧) એકાવન મોટી પંચમાં લેવામાં આવશે. ને આ બાબતની તપાસ કરવાનો ગામ ૧૦ વાળાનો અખત્યાર છે.

૫ કોઇ સખશને ત્યાં ખરચ આવે છે તે ખરચવાળો ધણી ચઉદમાને દીવશે ચીઠીઓ આપી લોકોને જમવા રાખે છે તે ધારો રદ કર્યો છે.

માટે અવારપછે કોઇ ખરચવાળાએ ન
અને રાખવા નહીં. ખરચવાળા ધણીના ન..
હીને રાખે. નજીકના સગા સીવાયના કોઇને ર
તેને પંચાતે પુછવામાં આવશે.

૬ ન્યાતમાં કોઇ સખશથી અંજાણપણે ધરંમવા તેની દશુધી કરાવવાને માટે ફરતાં ગામ ૫ પાંચની પંચને એ. બાદ તે પંચ જે રીતે ઠરાવ કરી આપે તે રીતે કરવું. કોઈ શખશ બુજીને વટલી જાય છે ને વટલનાર ફરી પાછો આવે છે તે શખસને પંચ-માં દાખલ થવા માગતો હોય તો મોટી પંચના ગામ ૪૦ની પંચ એકઠી કરવાથી તેનો ફૈસલો મોટી પંચે મરજી મુજબ કરવાને મુખત્યાર છે; પાંચ યા દશ ગામવાળાનો અખત્યાર નથી. તેમાં લાંબી મુદતના વટલેલા સખશને ન્યાતમાં દાખલ કરવામાં આવશે નહીં.

૭ આપણી ન્યાતમાં કોઈ સખશને ત્યાં ખરચ આવે છે તે ધણી નોતરાંની ચીઠીઓ લખીને મોકલે છે તે ચીઠીનાં નોતરાં પ્રથમ લખેલો સખશ ગામમાં દેવડાવે છે. તે મુજબ અવારપછે ચીઠીમાં જેટલાં નામ લખ્યાં હોય તેટલાં ઘેર નોતરાં દેવડાવવાં. ચીઠીમાં લખેલા નામ શીવાય જાસ્તી ઘેર નોતરાં દેવડાવશે તો ને તે વાત પંચના જાણવામાં આવશે તો તે સખશને પંચાતે મરજી મુજબ પુછવામાં આવશે. તે શીવાય ચીઠીમાં નામ લખેલું નથી ને વગર લખેલો કોઇ સખશ જમવા જશે તો તે સખશ ને પંગતીમાંથી ઉઠાડી દુર બેશાડવામાં આવશે. જેનું નામ લખાઇ આવ્યું હોય તેની જગે તેના ભાઇ તથા ભતરીજા જશે તેને હરકત નથી. આ બાબત તપાશ ન્યાતગોર બ્રાહ્મણોએ કરવી.

૮ આપણી ન્યાતમાં મરનારની પાછળ પોત કરવાનો રીવાજ ચાલે છે તે ધારો રદ કર્યો છે. ફક્ત પોતાના વેવાઈસંબંધીમાં છોકરાના તથા છો-કરીના બાપે માત્ર પોત આપવું. પીત્રાઇ વગેરે આપે છે તે કોઇએ આપવું નહીં. બંધી કરી છે માટે કોઇ આપશે તો પંચે તેને પુછવામાં આવશે.

૯ હર કોઈ માણસના મરણ પ્રસંગે સગાવાહાલા કે કુટુંબ એકઠા ઈ બઇરાંઓ રડવાને સારૂ બારમાં ઉપર યા શપરમે દાહાડે જાય છે તે

ભારમાં ઉપર તથા શપરમેદાહાડે ર૯-
દશ દીવશ થાય ત્યાં સુધી રડવા જવું. દશ
ન્યાતે પુછવામાં આવશે.

લોકો જમવા જાય છે તે લોકો કળશીયા લેઇ જતા
નારી નથી. માટે અવાર પછે ખરચમાં જવાવાળા સખસો-
લઈ જવા. જે કોઈ સખશ કળશીયા લઇ જશે નહીં તેની
રૂ ૦૧ પા લેવામાં આવશે. ત્રણ-ચાર માણશ વચ્ચે એક કળશીયો
આવશે ત્યાં સુધી તેની પાંશેથી લેવાશે નહીં. પણ ચાર જણવચ્ચે એક પણ કળશીઓ જોવામાં નહીં આવશે તો તેની પાંસેથી રૂ ૦૧ લઇ ન્યાતગોર બ્રાહ્મણોને આપવામાં આવશે. ને એ વીશેની તપાશ ન્યાતગોર બ્રાહ્મણો વગેરે રાખશે.

૧૧ પંચાતમાં કોઇ સખશની ફારગતી કરવામાં આવે તો તેના ઉપર પંચના રૂ ૨૫) પચીશ લેવાનો ઠરાવ છે. તે બાબત પંચ એમ ઠરાવે છે કે ફારગતી કરનારે ફારગતી ઉપર ન્યાતગોર બ્રાહ્મણની શાક્ષી કરાવી પંચના રૂ ૨૫) બ્રાહ્મણને આપવા, ત્યારે ફારગતી થશે. બ્રાહ્મણોની શાક્ષી કરાવશે નહી ને પંચના રૂા. નહીં આપશે તેની પાંસેથી રૂ ૫૧) પંચમાં લેવામાં આવશે.

૧૨ કોઈ સખશ કુંવારો હોય છે ને તે ફરી કંન્યા કરે છે ત્યારે તેની પાંસેથી ગામની પંચના રૂ ૧૨) બાર તથા ન્યાતગોર બ્રાહ્મણના રૂ ૨) લેખે લેવાનો ધારો છે તે મુજબ ધારો કાયમ રાખેલો છે.

૧૩ ન્યાતમાં દરેક બાબતના રૂા. આવે તે બે જગે મુકવામાં આવતા હતા તેજ ધારા મુજબ જે શીલક હાલ વધે તે પંચની નજરમાં આવશે ત્યાં બે જગે મુકવામાં આવશે.

૧૪ ન્યાતગોર બ્રાહ્મણોને પંચ ઠરાવ કરી આપે છે કે હરેક ખરચ વાળાએ પોથી મંડાવવાથી રૂ ૨) બે આપવા તથા વગર પોથી મંડાવવા વાળાના ખરચવાળાએ રૂ ૧) એક આપવો. તેમાં કોઇએ હરકત કરવી નહીં.

૧ ન્યાતગોર બ્રાહ્મણો ખરચમાં આવે છે તે શર્વેને ચાંલ્લા કરી
આશીરવાદ આપે છે પણ તેને ચાંલ્લાની દક્ષણા બરાબર
આપતા નથી. માટે પંચ ઠરાવે છે કે માણસદીઠ પઇ એક

થી તે ત્રણ પઇ સુધા

એ મુજબ નહી આપશે ા

૧૫ ગામ ૧૦ની પંચને અખતાઆર છે

કુરી ઉપર બીજી છોકરી સાથે વીવાહ કરવા પંચ એકઠાં ની તથા તેના માબાપની તથા પાસેના શગાંની ખુશી લઇ તો છોકરીને રૂ ૧૬૧) અપાવવા તથા પંચમાં રૂ ૨૫) અપાવવા ગોર બ્રાહ્મણને રૂ ૨) અપાવવા, બાદ બીજી છોકરી સાથે વીવાહ કર રજા આપવી. કદાશ છોકરો આંધળો તથા લુલો વગેરે દરદથી મરદના વો- માં નહી હોય તો છોકરાની તપાશ કરી છોકરીને બીજા સાથે વીવાહ કરવા ની રજા આપવી. તે બાબત ફારગતી કરવાની જરૂર નથી. દરદી છોકરી ખોરાકીપોશાકીને સારૂ કેહે તો તેના બંધોબસ્ત રીતસર કરી આપવો. આ કલમ મુજબ તથા આ ધારામાં લખેલી કલમોમાંનો અખત્યાર દશ ગાંમ વાળાને આપ્યો છે. તેથી પક્ષપાત નહી કરતાં વાજબી ફેંશલા કરી આપવા ને. પક્ષપાત કરશે ને કોઇ નારાજી થઇ મોટી પંચને જાહેર કરશે ને તેની તપાશમાં પક્ષપાતપણે ફેંશલો કરેલો જણાવવાથી મોટી પંચે પુછવામાં આવશે.

૧ ગામ પાંચની પંચને અખત્યાર છે કે કોઇ શખશ ધરંમવી રોધ માટે એકઠા કરે તો તેની તપાસ પક્ષપાત નહી કરતાં તેનો નીકાલ કરવો. ને ધરમને માટે કાંઈ રૂા. નીમવામાં આવે તો ન્યાતગોર બ્રાહ્મણ વગેરેને અપાવવા. આ કલમ મુજબ ફેંસલો બરાબર નહી થશે ને ફરીઆદી નારાજ થઇ દશ ગામવાળાને જાહેર કરવાથી દશ ગામવાળાએ ફેંશલો કરી પાંચ ગામવાળાએ ગેરવાજબી કર્યું તે વીશે તેને પુછવામાં આવશે.

WET WEI

૧૬ આપણી ન્યાતમાં પેસ્તર ઉલટી બાબતોના રૂા. લેવાએલા છે તેમ બાકી છે તે રૂા. લેવા. તથા જેની પાંસે દરેક બાબતોના રૂા. લેવાના છે તથા પંચના જે કામ બાકી છે તે તમામ બાબતોના ફેંસલા કરવા પંચે રાવ્યું છે કે વરશની આબાદી થએથી તમામ ફેંશલા કરી રૂા. વશુલ કર- માં આવશે. ને જે સખશો ઉલટું ચાલેલા છે તેને પુછવામાં આવશે.

આપે છે તે હવે પછે કોઇએ છોકરી
.ન પંચાતે પુછવામાં આવશે ને રૂ ૧૦૦)

.. આપણી ન્યાતમાં મરદ કે અસ્ત્રી ગુજરી જાય છે
ારશ બીજા કોઇને કરવાનો હક નથી. મરનારની છોક
.કરીના છોકરા તથા પોતાના પીત્રાઇને વારશ કરવાનો હક છે.
..ન બીજા કોઇને વારશ કરી પોતાની મીલકત બીજાને આપે તે
નપાય નહીં. તથા મરદ ગુજરવાથી અસ્ત્રીએ મીલકત બીજાને આપવી નહીં તેમ તે મીલકત ઉપર બીજાને લાવી મરદને ધણી કરીને રાખે છે તે પણ કરવું નહીં. કોઇ સખશ ઉપર મુજબના વારશ છતાં બીજાને મીલકત સ્વાધીન કરશે, અગર કોઇ તે મીલકત લેશે તેને પંચાતે પુછવામાં આવશે.

૧૯ આપણી ન્યાતમાં માંદગી આવવાથી તેના શગાવાહાલા વગેરે ખબર લેવા જાય છે, તે ખબર લેવા આવનારને પાકી રશોઇ કરીને ખવડાવવું નહીં; કેમકે જુવાન માણશ મોટી માંદગીમાં પડવાથી તેના ઘરના તથા ખબર લેવા જનારના દીલ નારાજી હોય છે તેથી પાકી રશોઇ કરવી નહીં તથા જનારે ખાવું પણ નહીં. એ રીત બંધી કરી છે. પોખત ઉમર થએલાં માણસ માંદગીમાં પડવાથી ખબર લેવા જનારને પાકી રસોઇ કરી ખવડાવે તથા ખાશે તેની હરકત નથી.

૨૦ પેસ્તર પંચાતના હરેક કામો કરવાને શારૂ પંચાતે મુખત્યાર નીમેલા હતા. તે ઉપરથી મુખત્યાર લોકોએ પંચના કેટલાંએક કામો કરેલાં. તેમજ આ ધારો બાંધવામાં આવ્યો છે તે બરાબર ચાલવો જોઇએ માટે નીચે લખેલા શખશોને પંચ અખતીઆર આપે છે કે પોતાના ગામનાં નજીકનાં ફરતાં ગામોમાં પંચના ઠરાવેલા ધારાથી કોઇ પણ સખશ ઉલટું ચાલે તો તે બાબતની તપાશ કરવી. ને કોઇ શખસ ધારાથી ઉલટું કરે તો ધારા બાંધ્યા મુજબ ફેંસલો કરવો. જે ગામમાં કશુર કરનાર હોય,, તે ગામવાળાને અથવા પાંચ તથા દશ ગામવાળી પંચને સાથે રાખી પક્ષપાત નહીં કરતાં નીકાલ કરવો. તેમાં કશુરવાળા પાંશે કાંઇ રૂ. લેવામાં આવે